અહીંઆ લખેલું વર્ણન ગામેગામ જઇને નજરે જોયા પછી જ લખેલું છે. તેના નિવારણના ઉપાય ઇત્યાદિ ગામેગામના અનુભવી, જૂના અને કાબેલ માણસો સાથે તેમજ એ પ્રદેશના અનુભવી અને જેમણે એ સંબંધમાં વિચાર કર્યો છે તેવા ભાઇઓ સાથે થએલ વાતો અને વિચારો ઉપરથી બતાવેલ છે; એટલે કે આમાંનો કશો ભાગ કલ્પી કાઢેલ કે સાંભળેલ નથી.

એટલુંજ વાંચનારની જાણ માટે કહેવાનું રહે છે.

પુર,
-૫-૨૩

અમૃતલાલ દલપતભાઈ શેઠ.

# ૧
# સ્થિતિ

ભાલના પ્રદેશમાં પાણીનાં અનંત દુઃખ છે એ કાંઈ આજ કાલની નવી સાંભળેલી વાત નહોતી. એ પોકાર તો પ્રતિવર્ષે આ કાને આવતો. ગાડીઓના ગોંદરેથી એ હેલો લઇને આવતી ગામડીઅણોનાં દુઃખોની કથનીઓ સાંભળેલી; તળાવો ઉપર થતા રાત્રીઓના ઉજાગરા અને રાતભરના પ્હેરા સંબંધી પણ વાતો સુણેલી. જાણે કે ચાળણીની માફક ચળાઈ ગયું હોય તેમ, ચાર ચાર પાંચ પાંચના હાથના કુવાઓથી ઉભરાઈ ગયેલું એકાદ તળાવ નજરે જોએલું ખરૂં. તેમાંથી માંડ માંડ છાપે છાપે આવતું પાણી પીધેલું. એ માંડ માંડ ઉતરી શકાય તેવા પગથીઆઓ જોઇને એક બરાબર ત્રાસ અનુભવેલો મને સ્મરણમાં છે. પણ એ ભાલની બરાબર સાચ્ચી સ્થિતિ, તેમને આંગણે જઇને, એ તળાવની મધ્યમાં ઉભા રહીને, એ કુવાના ટીબા ઉપર પગ માંડીને, એ ગાઉના ગાઉથી પાણીના આવતા પીપો જોઇને આ પહેલી જ વાર અનુભવી. 'સૌરાષ્ટ્ર' ના તા. ૨૮–૪–૨૩ ના અંકમાં આપેલ વચન મુજબ આ અઠવાડીઆમાં આખો ભાલ હું નજરે જોઈ આવ્યો. એ દુઃખોની આ નીચે એક નાનકડી નજરનોંધ છે. તેમાં માત્ર હકિકત જ આપવા પ્રયાસ કર્યો છે. આશા છે કે

એ જોઈ–વાંચી પરમાર્થના પ્રેમીઓ, દુઃખીઓના હમદર્દીઓ, તે અભણ, અબોલ, દુઃખી કોમનું દુઃખ ટાળવા પોતાના હાથ જરૂર લંબાવશે.

ધંધુકાથી નીકળી પહેલો મુકામ

**સોઢી**

ગામમાં કર્યો. ગામમાં ૭૦ ઘર છે. ૨૩૨ માણસની વસ્તી છે. ગામને પાદર મોટું તળાવ છે. તેમાં આજથી આશરે એક દોઢ માસ પહેલાં પાણી ખુટી ગએલું છે. વચમાં એક બાંધેલો કુવો છે. તેમાં ખારૂં ઝેર પાણી છે. એટલે લોકોને તળાવની અંદરજ બીજા ન્હાના ન્હાના ચાર–પાંચ હાથ ઉંડા કુવા ખોદવાનું રહે છે. આ કુવામાં ૮–૧૦ દિવસ મીઠું પાણી રહે છે. ત્યાર પછી પાછું પાણી ખારૂં થઇ જાય, એટલે વળી નવો કુવો ખોદે. એક મહેલા-વાળાઓ એક એક કુવો ખોદે. એક ખારો થાય એટલે બીજો ખોદે. એમ આખા તળાવમાં કુવા જ કુવાઓ માલમ પડી આવે. અહીંની સ્થિતિ એ કે કુવાઓ બંધાવાય નહીં. કારણ તેમાં પાણી તો ખારૂં થઇ જવાનું. પરંતુ તળાવમાં ચોમાસાનું પાણી વધારે વાર રહે તો એ પાણી મીઠું રહે, એટલુંજ નહીં પણ તળાવમાં ઝાઝું પાણી ભરે એટલે કુવાઓ ખોદવા પડે ત્યારે પણ પાણી મીઠું નીકળે. એટલે લોકોને તળાવમાં ખોદાણ કરાવવું એજ જરૂરી હતું. આ માટે પેટલાદવાળા શેઠ છોટાલાલભાઇ જ્યારે જોવા આવેલા ત્યારે તેમણે રૂા. ૨૦૦) આપ્યા હતા. પણ ગામ લોક ઘણા આળસુ અને સહેજ બેપરવા માણસો છે. તેમણે તે રૂપિયા વાપરવાની કશી તજવીજ કરી નહીં. અમે ગામને બોલાવ્યું. રૂપિયા વાપરી નાખવા માટે ખુબ સમજાવ્યા. પણ તેઓ કાંઇ કરવાને તૈયાર ન હોય એવું

જણાવ્યું. એટલે અમે તેમને જણાવ્યું કે તમે રૂપિયા જો નહીં વાપરો તો તમોને આપેલા રૂપિયા બીજી જગ્યાએ વાપરવા શેઠને ભલામણ કરવી પડશે. ત્યાંથી આવ્યા

## સાંગાસર

આ ગામ પાણીના દુઃખ માટે પ્રખ્યાત છે. એની ખ્યાતિ તો એટલી બધી છે કે તેના દુહાઓ બન્યા છે.

> સાંગાસર ગામ ને સાંઢીડે પાણી, ઉઠને રાણી, હું ભુંજને ધાણી
> તે કાકતો કાકતો જાઉં ને લાવું પાણી.

અહીંઆ તળાવ છે, પણ પાણી ન મળે. શિયાળો પૂરો થાય તે પહેલાં ચોમાસાનું પાણી ખુટી જાય. તળાવમાં કુવા ખોદો તો તેમાં પણ પાણી ખારાં. એટલે આ લોકોને પરગામથી જ પાણી લાવવાનું રહે. સોઢીના તળાવમાં કુવાઓ ખોદવાથી મીઠું પાણી ૮–૧૦ દિવસ મળે છે. ત્યાં આ લોકો પોતાના કુવા ખોદે છે, અને ત્યાંથી ગાડામાં પીપ કે માટલાંઓ ભરીને પાણી લાવે છે. કેટલાક લોકો તે સાંગાસર છોડી સોઢીની સીમમાંજ ઝુંપડી બાંધીને પડયા છે કે જેથી પાણીનું દુઃખ ઝાઝું પડે નહીં. અહીંનો ઉપાય પણ એક જ. તે તળાવ ખોદાવવાનો. પણ જૂના તળાવની સ્થિતિ એવી છે કે તેમાં ખોદાણકામ નિરર્થક જાય છે. ગામલોકોને તેમજ ગાંફ અને ભીમનાથ એ એનું સૈયારૂં આ ગામ હોઇને તે તે રાજ્યના વહીવટદારો, જે ત્યાં તાકડે હાજર હતા તેમને લઇને બધું તપાસ્યું. બધાનો એવો અભિપ્રાય થયો કે ગામની બીજી બાજુએ એક નાની શીતળા તળાવડી નામની તળાવડી છે. તે ભાગ મીઠો છે એટલું જ નહીં પણ ત્યાં નદીનું પાણી રેલાય છે, તે તળાવડીમાં રોકી શકાય. એમ થવાથી પાણીનું દુઃખ કાયમને માટે મટી જાય. એટલે એ પ્રમાણે નવું ખોદાણકામ કરવાનું નક્કી કર્યું.

તમામ ગામલોકની સંમતિથી બન્ને રાજ્યોના વહીવટદારોની હાજરીમાં ત્યાં નવી તળાવડીની ખીંટીઓ મારી. આશરે રૂા. ૨૦૦૦) નું ખોદાણકામ જો થાય તો બારે માસ પાણી રહી શકે તેમ લાગવાથી તેટલું ખોદાણકામ કરવાનો ઠરાવ કર્યો. તેના ખર્ચને માટે નીચે પ્રમાણે વ્યવસ્થા કરી:—

રૂા. ૫૦૦) ગાંફ રાજ્ય આપે.
રૂા. ૫૦૦) ભીમનાથ આપે.
રૂા. ૫૦૦) શેઠ છોટાલાલભાઈ કહી ગયા છે તે
રૂા. ૨૦૦) ઉપરાંત ૨૦૦–૩૦૦ આપવાના કહ્યા છે તે
રૂા. ૩૦૦) સૌરાષ્ટ્ર પાણી ફંડમાંથી આપવાના કહ્યા.
રૂા. ૧૦૦) ગામલોકો કરી આપે.

એ પ્રમાણે પૈસાની વ્યવસ્થા થઈ જાય. ખોદાણકામ માટે મજૂરો જોઈએ. મજૂરો અત્યારે મોંઘા છે. તે તુરત આવે નહીં અને કામ તો ચોમાસા પહેલાં કરવું જ જોઈએ. એટલે ગામ લોકોએ કામ માથે લીધું. તેમને ૨૦૦ ચોરસ ફીટ કે જેને એ લોકો એક ખાણીઓ કહે છે તેટલા કામના રૂા. ૨–૪–૦ આપવા ઠરાવ્યા. ગામના એક ગરાસીઆ જીજી વખતાભાઈ, પટેલ કલ્યાણ, વેપારી પોપટલાલ અને ભીમનાથના વહીવટદાર મી. મોહનલાલ તથા ગાંફ વહીવટદાર મી. ગગલભાઈ એ બધાએ ખુબ રસ અને ઉત્સાહ બતાવ્યો અને તત્કાળમાં કામ શરૂ કરવા વચન આપ્યું. ત્યાંથી આવ્યા

## હેમતપર.

આ ગામ તાલુકદારી છે. અહીંઆ પણ સોટી જેવું દુઃખ છે. તળાવનું ખોદાણકામ ઉંડું કરવાની જરૂર હોવાથી શેઠશ્રી છોટાલાલભાઈએ રૂા. ૫૦૦] આપવા કહેલા. ગામના તાલુકદાર

દરબારશ્રી લધુભાએ રૂ. ૫૦૦) આપવા કહેલા. અમે ગયા ત્યારે દરબારશ્રી લધુભા ન્હોતા. અમારી સાથેના લોકલફંડ ઓવરસીયર મી. રાઠોડે ખોદાણકામ માટે માપ કરી ખીટીઓ મારી દીધી. અહીંના કામનો કંટ્રાકટ લોકલફંડ તરફથી જ સવાએ રૂપિયે એક ખાળીઓ એ હિસાબે અપાઇ ગયો છે. અમે પાછા ફર્યા તે વખતે ખબર મળી ગયા કે એ ઇજારદારે કામ શરૂ કર્યું છે.

## બાવલીઆળી.

અહીં પાણીનું એવું દુઃખ નથી. તળાવ ઘણું મોટું છે. આજ સુધી ત્યાં પાણી હતું. અમે ગયા ત્યારે તે ખુટવા આવ્યું હતું, એટલે તળાવ સહેજ ઉંડું કરવાની જરૂર હતી. ગામની સ્થિતિ સારી છે. એટલે અમે કહ્યું કે જો ગામ ઘર દીઠ એક ખાળીઓ કરી આપે તો અમારા તરફથી પણ એક એક ખાળીઓ કરી આપવામાં આવે. પણ એવું દુઃખ ગામને નહીં હોવાથી તત્કાળ કાંઇ જવાબ આપ્યો નહીં. અહીંઆથી આવ્યા

## માંડવીપરા.

આ ગામ એટલે ભાલનો છેલ્લો ભાગ. મૂળ આ ગામ બંદર હતું. અત્યારે તો આ ગામ એટલું દૂર પડ્યું છે કે ભાગ્યેજ કોઇ અમલદારનાં દર્શન થાય છે. ગામમાં આશરે ૪૦ ઘર છે. પણ અમે ગયા ત્યારે ૭-૮ ઘરના માણસો જ હતા. બાકીના બધા પાણીના દુઃખે વીરમગામ તરફ ચાલ્યા ગયેલા; એટલે પાણીની પણ પંચાત નહીં અને મોસમમાં કમાણી થાય. અહીંઆ પણ સાંગાસર જેટલું અને જેવુંજ દુઃખ છે. અહીંથી બાવલીઆળી ત્રણ ગાઉ દૂર છે. ત્યાંથી પાણી લાવવાનું, ત્યારે પાણી પીવાય. તળાવમાં તો પાણી છે પણ ખારૂં થઇ ગયું છે. આશરે બેએક ગજ ઉંડો ખાર છે. ગામ લોકે જણાવ્યું કે

આ બે ગજ ખોદાય તો અંદરથી પાણી મીઠું નીકળે. કુવામાં પણ ખારૂં પાણી છે. એ બધાનો ઉપાય એકજ રહ્યો અને તે એ કે તળાવ બે ગજ એટલે ચાર ફીટ ઉંડું ખોદવું રહ્યું. ગામલોકને અમે કહ્યું કે તમે કાંઇ કરવા ખુશી છો ? તમારે ગામમાંથી પાણી નું દુઃખ કાઢવું છે ? તો તમે ઘર દીઠ એક એક ખાળીઓ ખોદી દ્યો. જેટલા ખાળીઆ તમે ખોદી દ્યો તેથી ત્રણગણા ખાળીઆ અમે ખોદાવી દઇએ. ગામલોકે એકદમ હા કહી. તેમના વીરમગામ ગએલા માણસોને બોલાવી લઇને તુરત કામ શરૂ કરવાની ઇચ્છા બતાવી. તે તળાવમાં ખોદાણકામ કેમ કરવું તેની સમજણ પાડી ત્યાંથી આગળ ચાલ્યા.

## જાખી

આ ગામમાં અત્યારે માત્ર પાંચ ખોરડાંજ છે. પાણીના દુઃખે બધું ગામ ઉજ્જડ થઇ ગયું છે. અહીંઆ પણ માંડવીપરા જેવીજ સ્થિતિ. અહીંઆ બધે ઘાસનો ભાઠો છે. એટલે ઢોરાઓ આશરે હજાર ચરતાં હશે. પણ તે બધાને ત્રણ ત્રણ ગાઉ દૂર પાણી પીવા જવું પડે. આ ગામ ખાલસાનું છે. હાલમાં પાંચી તાલુકદાર અખુભા જસમતસિંહે ઇજારે રાખ્યું છે. આટલે દૂર મજૂરો મળવા દુર્લભ અને ગામમાં વસ્તી નહીં, એટલે કાંઇ વિશેષ કામ તો થઇ શકેજ નહીં. એટલે ઇજારો લેનાર તાલુકદારને મળી એમ નક્કી કર્યું કે ગામલોકને પીવા પાણી મળે એટલા પૂરતું ખોદાણ કામ કરવા તજવીજ કરવી. એ માટે રૂા. ૧૨૫) ખર્ચવા. તેમાં રૂા. ૨૫) ઇજારદાર આપે અને રૂા. ૧૦૦) આપણે આપવા. ત્યાંથી આવ્યા

## નવુંગામ ઉર્ફે મીંગલપર.

અહીંઆ ૮૦ ઘર અને આશરે ૩૦૦ માણસની વસ્તી છે. પાણીનું દુઃખ માંડવીપરા જેવુંજ છે; એટલા પ્રમાણમાં ઓછું કે માંડવી-

પરાવાળાને ત્રણ ગાઉ દૂર પાણી લેવા જવું પડે છે. ત્યારે આ લોકોને માત્ર ગાઉ દોઢગાઉ ભાણગઢથી પાણી મળે છે. અહીંના લોકોને તો કામ કરવા ખુબ ઉત્સાહ જણાયો. ગામના બૈરાંઓ પણ ભેગાં થએલા; તે ગરદીન કહે કે શું જુઓ છો. શેઠને કહો કે અમે ઘર દીઠ એક ખાળીઓ ખોદી દઈશું. તે ઉપરથી એમ ઠરાવ્યું કે ગામ જેટલા ખાળીઆ ખોદી દે તેનાથી બમણા આપણે ખોદાવી દેવા. તે ખોદાણકામ પણ ગામજ કરે. તેના પૈસા ખાળીઆ દીઠ રૂ. ૨–૪–૦ લેખે ચુકાવી આપવા. માંડવીપરામાં પણ એજ રીતે ઠરાવ્યું હતું અને આખા પ્રવાસમાં બધે ઠેકાણે પછી તો એજ ભાવે ગામલોકને કામ આપેલું. ત્યાંથી

**ભાણગઢ અને મહાદેવપર**

જોયાં. આ બન્ને ગામમાં તળાવમાં પાણી પણ છે અને કુવામાં પણ મીઠાં પાણી નીકળે છે, એટલે કશું દુઃખ નથી. ત્યાંથી આવ્યા

**પાંચો.**

આ ગામમાં પાણીની સ્થિતિ મોઠી–હેબતપર જેવી. એટલે કે તળાવમાં પાણી નહીં. કુવા ઉંડા ખોદાવે તો ખારાં પાણી નીકળે એટલે ચાર ચાર પાંચ પાંચ હાથના કુવા મહેલા મહેલા દીઠ ખોદાય. આઠ દશ દિવસે પાણી ખારૂં થાય એટલે નવા કુવા ખોદે. એટલે અહીં પણ તળાવમાં ખોદાણકામ કરવાનુંજ રહ્યું. અહીંના લોકોની પણ એજ મરજી હતી કે જૂના તળાવમાં ખોદાણકામ કરવાથી કદાચ ખારૂં પાણી રહ્યા જ કરશે, માટે એક નાની તલાવડી છે, ત્યાં ખોદાણકામ કરવું. અહીં એમ ઠરાવ્યું કે ગામલોક જેટલા ખાળીઆ કરી આપે તેથી ત્રણગણા ખાળીઆ આપણે કરી આપવા. અહીં ઘર માત્ર ૫૦ છે. એટલે રૂ. ૧૨૫।નું કામ

ગામલોક કરે અને રૂા. ૩૭૫)નું કામ આપણે કરાવી દેવું. એ બધો બોજો ગામે ઉપાડવો એટલે કે ગમે ત્યાંથી મજૂરો લાવવા, યાતો પોતે ખોદી નાખવું. ત્યાંથી આવ્યા

## સાંઢીડા.

આ ગામ ભાવનગરનું છે. અહીંઆ પણ બરાબર પાંચી જેવી જ સ્થિતિ છે. અહીંના લોકોએ કહ્યું કે અમારૂં તળાવ ખોદાવવા રાજ્ય તરફથી મંજુરી તો કે'દીવસની મળી ગઈ છે પણ રૂપિયાજ કોઈ દેતું નથી. અહીંઆ પણ પાંચીની માફક જ ખોદાણકામ કરવાનું ઠરાવી, ગામલોકને સોંપી, ત્યાંથી આવ્યા

## મુંડી.

આ ગામની સ્થિતિ પણ બરાબર પાંચી અને સાંઢીડા જેવી. અહીંઆ પણ ગામલોકે પાંચી અને સાંઢીડા માફક એક એક ખાળીઓ ખોદી કાઢવાનું કહ્યું અને આપણા તરફથી ત્રણ ત્રણ ખાળીઆ ખોદાવી દેવાનું માથે લીધું. કામ બધું ગાનેજ કરાવી દેવાનું. અહીંથી ધોલેરા થઈને

## રાહુતળાવ

આવ્યા. આ ગામનું ઐતિહાસિક મહત્વ છે. કાઠિયાવાડમાં અંગ્રેજ સરકારનો પેસારો મૂળ અહીંથી થયો. આ મુકામેજ ધોલેરાના ગીરાશીઆઓ સાથે સરકારને સંધિ થએલી. અહીંઆની સ્થિતિ પણ પાંચી અને મુંડી જેવી; પણ દુઃખ પ્રમાણમાં કાંઇક ઓછું. તે એટલા પૂરતું કે અહીંઆ કુવાનાં પાણી વધારે મુદત મીઠાં રહે. કારણ કે ચોમાસાનું પાણી વધારે વાર રહે છે. એટલે કે એટલું ઉંડાણ વધારે છે. એટલે એમાં આથી વધારે ઉંડાણ થાય તો એટલા પૂરતું દુઃખ વધારે ઓછું થાય. અહીંઆ એમ ઠરાવ્યું કે ગામલોક જેટલા ખાળીઆ કરી આપે એટલા ખાળીઆ આપણે કરી કરી આપવા. ગામમાં ૬૦ ખોરડાં છે. ત્યાંથી આવ્યા

## ખૂંણ.

અહીંઆ પણ રાહાતળાવ જેવી સ્થિતિ છે. પણ ગામલોકનો ઉત્સાહ કાંઇક વિશેષ પ્રમાણમાં દીઠો. અહીંઆ પણ ૫૦ ઘર છે, એટલે ૬૦ ખાળીઆ ગામલોક કરી આપે, અને આપણે ૭૫ કરી આપવા એમ ઠરાવી આવ્યા

## ઘોઘલા.

અહીંઆ સો ઘરની વસ્તી છે. સ્થિતિ આગલા ગામો જેવી. તળાવમાં પાણી સહેજ વ્હેલું ખુટી જાય છે. જેટલા ખાળીઆ ગામલોક કરી આપે તેટલા ખાળીઆ આપણે કરી આપવા એમ ઠરાવ્યું. ત્યાંથી આવ્યા

## કાતસુળાવ.

અહીંઆ પચીસ ઘરનીજ વસ્તી છે. પાણીની સ્થિતિ બીજાં ગામો જેવીજ. પણ ગામમાં કોઇ વેપારી નહીં, કોઇ સમજણો માણસ નહીં. એટલે કાંઇ ચોક્કસ થઇ શક્યું નહીં. પણ એમ કહીને આવ્યા છીએ કે ગામ પચીસ ખાળીયા કરી દે તો આપણે પચીસ ખાળીયા કરી દેવા. અહીંથી આવ્યા

## પીંપળી.

અહીં ખુબ લ્હેર દેખી; તળાવમાં મીઠા કુવા. કોસે પાણી ખેંચાતા હતાં. ત્યાંથી ગયા

## આંબલી.

ત્યાં પણ એવીજ સુંદર સ્થિતિ. કુવા ઉપર બૈરાંઓ પાણી ભરતાં હતાં તેમને પૂછ્યું. તેમણે જણાવ્યું કે અમારે તો ગમે તેવો દુષ્કાળ પડે તોપણ પાણી ખુટેજ નહીં. ઇશ્વરનો આભાર માની તે ભાગ્યશાળી ગામને અંતરનાં અભિનંદન આપી આવો પહોંચ્યા

## બરાનપરા ઉર્ફે નપાણીયા

ગામમાં. આ ગામ નપાણીયું જ કહેવાય છે. સાંગાસર, માંડવીપરા, મંગલપર વગેરે ગામ જેવી આ ગામની સ્થિતિ. બિચારા ચાર સાડાચાર માઇલથી પાણી લાવે છે. તેમ કરવામાં પણ બીચારાઓને વિપત્તિનો કોઇ પાર નથી. તેમણે કહ્યું કે અમે ભોળાદની સીમમાંથી પાણી લાવીએ છીએ. ત્યાં સાણંદ દરબારનો એક કુવો છે. પણ તેમાંથી પાણી ભરતાં, કસ્ટમના માણસો અમને હેરાન કરે છે. એ બધી વિગત મોકલવાનું તેમને કહી, પછી પાણી માટે શું કરવું એ વાત ઉપર આવ્યા. અહીંના લોકોની પણ એજ ફર્યાદ. જૂના તળાવમાં ખોદવાથી ખારા પાણીની ભીતિ. એમને ત્યાં પણ એક શીતળા તળાવડી છે. ગઇ સાલ તેમણે થોડીક ખોદી છે. તેને પૂરી ખોદી કાઢવાની રહે છે. તે ખોદવા ગામ ખુશી છે–ખુબ ખુશી છે. ગામલોક ૨૫ ખાળીયા ખોદી દેવા; આપણે ૧૦૦ ખાળીયા ખોદી દેવા અને એ ગામના તાલુકદાર જે પીપળીના છે તે ૨૫ ખાળીઆ ખોદી દે એમ ઠર્યું. તાલુકદારોએ હા ભણી ન્હોતી, પણ હા ભણશે એવો ભરૂસો છે. એટલા ખાળીયા ખોદવાથી આખી તળાવડી ખોદાઇ રહેશે અને ગામલોકના કહેવા પ્રમાણે બારે માસનું પાણી મળશે. એ લોકો બિચારા રાજી રાજી થઇ ગયા હતા. એમને ખોદાણ કરવા પાવડા કોદાળી વિગેરેની જરૂર હતી તે આપવાનું અમે કહ્યું; અને ત્યાંથી આગળ વધ્યા.

### નવુંગામ

આ ગામ માટે રસ્તામાં સાંભળેલું કે અહીં પણ પાણીનું દુઃખ છે. પણ ગામમાં જતાં જોયું કે ત્યાં તો તળાવમાં હજી પણ એકાદ માસ ચાલે એટલું પાણી હતું. ગામલોકોની માગણી એક

પાકો કુવો બંધાવવાની હતી. આગળ ઉપર ફંડમાં વધારો હશે તો જોઈશું એમ કહીને આગળ ચાલ્યા.

### આણંદપુર

ગામમાં પણ પાણીનું દુઃખ છે. એટલે કે પોતાના ગામમાં તળાવ કે કુવામાંથી મીઠું પાણી નથી મળતું. પણ નજીકના **વેણીતળાવમાં** મીઠું પાણી છે. એ વેણીતળાવ માત્ર એકાદ માઈલ જ દૂર છે. એટલે બીજું કાંઈ પણ નવું કામ કરવાથી વેણીતળાવ જેટલી સગવડ મળે નહીં. માત્ર એક જ હરકત હતી કે કોઈ વાર વેણી-તળાવના તાલુકદાર કે જે પીંપળીના તાલુકદાર છે, તેઓ એમને પાણી ભરતાં ઘણીવાર રોકે છે. એ માટે પીંપળીના તાલુકદારોને ભલામણ કરવાની જ રહે છે. પણ એમના આગેવાન તાલુકદારો બધા ભડીઆદ ગએલા, એટલે એમની સાથે વાત થઈ ન શકી.

### કમીઆળી.

ફેદરા જતા રસ્તામાં આ ગામ આવે છે. અહીં પાણીનું સુખ છે.

### ફેદરા

આ ગામ ઘણું મોટું અને સુખી છે. આશરે દોઢસો ઘરની વસ્તી છે. મોટું તળાવ એનું જબરજસ્ત છે પણ તેમાં પાણી પણ ખારૂં અને કુવાઓ પણ ખારાં નીકળે છે. એક નાની તલાવડી છે. તેમાં મીઠું પાણી નીકળે છે. પણ તલાવડી નાની હોવાથી પૂરતા જથ્થામાં પાણી નથી નીકળતું. એટલે પાણીની ખુબ પંચાત રહે છે.આ તલાવડી સારી પેઠે ઉંડી ખોદાવી હોય અને તેનો વિસ્તાર વધાર્યો હોય તો ઘણું દુઃખ મટે એવી અમારી આશા હતી. પણ ગામલોકને તો બોરીંગ ઉપર જ મોહ હતો. બોરીંગ કરાવી આપ-વામાં મદદ કરવાની તેમણે માગણી કરી. ખોદાણકામ માટે તો

મજૂરો મળે તેમ નથી. ગામલોક નવરૂં નથી કારણ કે સાંડીઓ ખોદવાનું કામ ચાલે છે, એમ ગામલોકોએ કહ્યું. એટલે કાંઇ થઇ શકે તેમ નહીં હોવાથી ત્યાંથી આગળ ચાલ્યા.

## રતનપુર અને પછમ

આ બન્ને ગામો લીંબડી રાજ્યનાં છે. રતનપુરના તળાવમાં પાણી નથી, પણ કુવાનાં પાણી મીઠાં છે. ગામ સાવ નાનકડું છે. તળાવ જોઇને જ આગળ ચાલ્યા, અને પછમ આવ્યા. અહીંઆ ગામના તળાવમાં તો બીજા જેટલું જ દુ:ખ છે પણ આશરે અર્ધાક ગાઉ દૂર તળાવમાં સાવ મીઠું પાણી મળે છે એટલે પાણીનું દુ:ખ નથી એમ ગામલોકોએ જણાવ્યું.

## ફતેપર

આ ગામ પણ લીંબડીનું છે. અહીંના દુ:ખની હકિકત ઘણી સાંભળી હતી. એ ગામ સાંગાસર, માંડવીપરા, મીંગણપર, બરાનપર, વગેરેની કક્ષામાં મૂકી શકાય. એમાં કાંઇ જોવા જેવું નહોતું. એનું શું કરવું ઘટે વિગેરે હકિકત પછમના લોકોને પૂછી લીધી. તેમણે જણાવ્યું કે દરબારે મહેરબાની કરીને રૂા. ૧૦૦૦)ની મંજુરી આપી છે. પણ મજૂરો મળતા નથી અને ગામલોકોથી ખેતી છોડીને એમાં લાગી શકાય નહીં, તેથી આવતા વખત ઉપર રહ્યું છે. અત્યારે તો પછમ જ્યાંથી પાણી લાવે છે ત્યાંથી જ આ ગામ પાણી લાવે છે.

## ગાંફ અને ઉમરગઢ

પછમથી ગાંફમાં આવ્યા. અહીંઆ તો પાણીનું સુખ છે. પણ સાંગાસર માટે રૂા. ૫૦૦) લેવાની વાત અહીંના કારભારી સાથે કરવાની હોવાથી ત્યાં જઇ દરબારને મળ્યા. કારભારી નહોતા, પણ રેવન્યુ કારભારી મી. નારણદાસ હતા. તેમણે દરબારને વાત

કરી રૂા. ૫૦૦ની મંજુરી અપાવી. ત્યાંથી મી. નારણદાસને સાથે લઇને ઉમરગઢ આવ્યા. એક કહેવત છે કે

## તળાવે તાળાં

કોઇએ ભાળ્યાં છે? એ કહેવત આ ગામમાં ખોટી પડી. અહીંઆ શું જોયું? ગામમાં તળાવ છે ખરૂં પણ પાણી વિનાનું, એટલે કે વ્હેલું સુકાઇ જાય છે. બીજાં ગામોની માફક અહીં પણ લોકો કુવા ખોદે છે. થોડા દિવસ મીઠું અને પછી પાણી ખારૂં થાય છે. પોતાના કુવામાંથી બીજું કોઇ પાણી ન લઇ જાય એટલા માટે લોકો શું કરે છે? આશરે એક હાથના ગોળાવનો અને ચારેક હાથ ઉંડો કુવો ખોદે છે. તેમાં કળશીઓ ખૂડે એટલું પાણી હોય છે. તેના મોઢા ઉપર બે લાકડાં ગોઠવે છે; તે લાકડાંની સાથે કમાડીયાં જડે છે, અને તે કમાડીયાંને તાળું લગાવે છે. તેના ઉપર ખાટલો નાખી કુવાનો માલીક સુવે છે. આવી સ્થિતિ અહીં નજરોનજર જોઇ. ગામ લોકોએ તળાવ ઉંડું કરાવવા રૂા. ૨૦૦) ભેગા કર્યા છે. આ ગામ ગાંફ રાજ્યનું હોઇ મી. નારણદાસને કહીને રૂા. ૨૦૦) ગાંફ રાજ્ય તરફથી આવ્યા. અને રૂા. ૩૦૦ થી ૪૦૦ આપણા તરફથી આપવાનું કહ્યું. એટલું કામ થાય તો પાણીનું દુઃખ સમૂળું જાય એમ બધાનો એકમત હતો. ત્યાંથી ભડીઆદ આવ્યા.

## ભડીઆદ અને ચેર

ભડીઆદમાં પાણીની પંચાત છે. પણ ગામલોક અને તાલુકદારોની સ્થિતિ સારી છે. અહીંઆ પણ થોડી ઘણી મદદની જરૂર છે. થોડીક બહારની મદદ અને થોડીક ગામની; એમ કામ થઇ શકે તેમ છે. ચેરમાં પણ એજ સ્થિતિ છે. અહીંયા પેટલાદવાળા શેઠે રૂા. ૫૦૦) આપ્યા છે. ગામલોકોએ પણ રૂા. ૩૦૦) આપ્યા છે.

## ધોળી

ધંધુકા આવતાં ધોળીના ગામલોકોનો એક કાગળ ડાક્ટર પોપટલાલ આણંદજીવાળા ઉપર આવેલો. તેમાં નીચે પ્રમાણે હકિકત છેઃ– "અમારા ગામમાં પાણી પીવા મળતું નથી ને કુવા ખોદી પાણી કાઢે તો ખારૂં નીકળે છે, તેથી દરેક વરસે ચાર માઇલ ઉપરથી પાણી ગાડે અગર માથે લાવી પીવું પડે છે. વળી ગામનાં ગાયો બળદ વગેરે ઢોરોને પાવા પણ પરગામ લઇ જવાં પડે છે. રોજ એક વાર પાણી પાઇ આવીએ. બીજી વખત બીજે દિવસે મળે છે......પાંચસોથી હજાર રૂપિયા ગામ તરફથી ભેગા કરાવી આપીએ. તમો સારી મદદ અપાવો." આ કાગળ ઉપરથી ત્યાંની સ્થિતિ દેખાય છે. ત્યાં સ્થિતિ તપાસી બધું નક્કી કરી આવવા ભાઇ પોપટલાલ ડાક્ટરે માથે લીધું છે.

## બીજાં ગામો

ઉપર પ્રમાણે ગામોની મુલાકાત અમે લીધેલી. અમારા પહેલાં પેટલાદવાળા શેઠશ્રી છોટાલાલ આવેલા તેમણે અડવાળ, અણીઆણી અને સાલાસારની મુલાકાત લીધેલી અને ત્યાં પણ દુઃખની કાંઇ સીમા નહીં હોવાથી પોતે મદદ કરેલી એ વાત 'સૌરાષ્ટ્ર'ના ગયા અંકમાં પ્રસિદ્ધ થઈ છે.

## તલાવડીઓ

આ વાત ગામોની કરી. તે ઉપરાંત ગામ ગામની વચ્ચે તળાવડાં છે, જેમાંથી વટેમાર્ગુઓ તેમજ ઢોર ઢાંખર પાણી પીએ છે. તેમાં પણ ખોદાણ કરાવી પાણીનો બંદોબસ્ત કરાવવાની જરૂર છે.

## અલી આસર

ધોલેરાથી ધંધુકા આવતા આ તળાવ છે. તેનો લાભ વટેમાર્ગુઓ ઉપરાંત આસપાસના ૩–૪ ગામોના ઢોરાં લે છે. તેમાં ખોદાણકામની

બહુ જરૂર છે. શેઠશ્રી છોટાલાલે માટે રૂ.૫૦૦) આપેલા છે. અમારા તરફથી રૂ.૨૫૦) આપવાનું કહેવામાં આવ્યું છે.

## સાંબર તલાવડી

આ તળાવડી બાવલીઆળી અને ધોલેરા વચ્ચે છે. ત્યાં પણ આસપાસના ગામના ઢોરાં અને વટેમાર્ગુઓને પાણી માટે આવવું પડે છે અને નિરાશ થઇ પાછાં વળે છે. ત્યાં આપણા તરફથી રૂ. ૨૦૦) ખર્ચવાનું કહેવામાં આવ્યું છે. આ ઉપરાંત ચેરની નજીકમાં પાતાતળાવડી નામનું તળાવ છે. તેમાં પણ ખોદાણની જરૂર છે. હાલ તુરત ચેર મનુભાભાઇએ પોતના તરફથી રૂ. ૧૦૦) આપેલ છે. આકરૂ અને સોઢી વચ્ચે શેઠની તલાવડી છે. તેમાં પણ ખોદાણ કામની જરૂર છે. આને માટે આકરૂ ગામે રૂ. ૫૦) આપ્યા છે. ધંધુકાના મોહનલાલ કેશવલાલે રૂ. ૫૦) આપ્યા છે, અને આપણા તરફથી રૂ. ૧૦૦) આપવામાં આવ્યા છે.

## પાણીની પરબો

આ આખા મુલકમાં પાણીની પરબો ઠેર ઠેર બાંધવાની જરૂર છે. લોકલ ફંડ તરફથી ઘણે ઠેકાણે આ પરબો બંધાય છે. અમારી પાસે આ કામમાં ખર્ચવા માટે રૂ. ૨૦૧) કલકતાવાળા બાઇ છબલબાઇ સુંદરજી તરફથી આવ્યા હોવાથી નીચેના સ્થળોમાં જાતે તપાસ કરી, નીચે પ્રમાણે પરબો બાંધી દેવામાં આવી છે;–

૧. હેબતપર અને સોઢી વચ્ચે નો ચાર ગાઉનો ગાળો છે: ન મળે ઝાડપાન કે ન મળે પાણીનું તળાવ. ચોમાસા સુધીના રૂ. ૫૦) ઠરાવી પરબ બાંધવાનું સોંપવામાં આવ્યું છે.

૨. નપાણીયાની સીમમાં અમદાવાદથી ધોલેરાના રાજમાર્ગ

ઉપર પાણીનો કશો બંદોબસ્ત નથી. ચોમાસા સુધીના રૂ. ૩૦) ઠરાવી આ પરબ બાંધવાનું સોંપી દીધું.

૩. ફેદરા ગામમાં પાણીની બહુ તંગાસ હોવાથી ગામને પાદર આવતા જતા માણસોને પાણીની તકલીફ પડે છે તે માટે રૂ. ૨૫) આપ્યા.

૪. ફેદરાની સીમમાં પીછુ તલાવડી ઉપર લોકલફંડની પરબ બંધાય છે. તેની મંજુરી રૂ. ૨૫) ની છે. તેટલામાં કોઇ માણસ મળતું નથી. રૂ. ૧૦) વધારે આપવાથી માણસ મળી શકે તેમ હોવાથી તેટલા રૂપીઆ ત્યાં આપ્યા.

૫. ફત્તેપરની સીમમાં પાણીની પરબની જરૂર છે. તે માટે રૂ. ૩૦ આપીને પરબ બાંધવાનું પછમના લોકોને સોંપવામાં આવ્યું.

૬. ગાંફ અને ખસતા વચ્ચે પરબની જરૂર છે. તે માટે જોઇતું ખર્ચ કરી તે બંધાવવા ગામના રહીશ વિદ્યાપીઠના એક વિદ્યાર્થી મુળજીભાઇને લખ્યું છે.

## બીજી પરબો

ભાલ સિવાયની જગ્યાઓમાં નીચે પ્રમાણે પરબોમાં ખર્ચ કરવામાં આવ્યું છેઃ—

૭. અમરેલીથી ચીતળ જતાં ગીરીયા ગામે સૈયદ મહમદમીયા હસનમીયાં માર્ફત રૂ. ૧૫.

૮. બીલખા તથા ખડીઆ વચ્ચેની સડક ઉપર ખડીઆના માસ્તર કાલીદાસ રાજાભાઇ માર્ફત રૂ. ૨૫.

(સૌરાષ્ટ્ર તા. ૧૨-૫-૨૩)

## ૨
## કારણો અને ઉપાય

—:*:—

ભાલમાં પાણીનું દુઃખ સાંભળી તે નજરે નિહાળવા અને ત્યાંનાજ લોકો સાથે ચર્ચા કરી, તે કેમ દૂર થાય તે સંબંધી કાંઇક નિર્ણય ઉપર આવવાની બુદ્ધિથી હું ભાલમાં ગએલો. ત્યાં મેં જે સ્થિતિ જોઇ તે બીજા ભાગમાં આપી છે. ભાલમાં પાણીની એ વિપત્તિ શાથી છે? અને તેનું નિવારણ થઇ શકે તેમ છે કે કેમ? તે સંબંધી મારા વિચારો આ નીચે ટાકું છું. મારા એ વિચારોનો આધાર ગામલોકો પાસેથી તેમજ ભાલપ્રદેશના બીજા અનુભવીઓ પાસેથી મેળવેલ વાતોજ છે. તે વાતોને ચાલુ સ્થિતિ સાથે મેળવીને, તે બધા ઉપરથી મેં આ તારણ કર્યું છે.

### પાણીનો તૂટો કેમ?

ભાલના લગભગ ત્રીશ જેટલાં ગામડાં હું ફરી વળ્યો. કોઇક અપવાદ સિવાય લગભગ બધમાંજ તળાવનાં પાણી સુકાઇ ગએલાં મેં દીઠાં. જૂનું અને નવું પાણી ભાગ્યેજ કોઇ ઠેકાણે ભેગું થાય છે. કેટલાક તળાવો ઘણાં મોટાં છે. પણ તે બધાં જોઇએ તેટલાં ઉંડાં નથી. લગભગ બધાં છીછરાં છે. આસપાસની જમીનની સપાટીથી ઓછામાં ઓછા ૬–૮ ફીટ ઉંડાણ તળાવોનું હોવું જોઇએ તે નથી. તે કારણે ચોમાસાનું પાણી લાંબું ચાલતું નથી. મૂળ તો તળાવો ઉંડાં હશે ખરાં; પણ તેમાં દર વર્ષે થોડું થોડું ખોદાણ-કામ અવશ્ય થવુંજ જોઇએ એ નહીં થતું હોવાને કારણે ધીમે ધીમે એ તળાવો પુરાતાં જતાં હોવાનું અનુમાન થાય છે. બાકી તો

કુવા રહ્યા. કેટલેક ઠેકાણે લોકલફંડે બંધાવી આપેલા ઉંડા પાકા કુવા છે. પણ એટલી ઉંડાઇએ ખોદેલા કુવામાં પાણી ખારૂંજ રહે છે. એટલે એ નકામા છે. આંબલી, પીંપળી, રતનપર અને એવાં થોડાંક ગામો સિવાય કોઇ ઠેકાણું એવું નથી કે જ્યાં ઉંડા કુવામાં સતત્ મીઠું પાણી રહેતું હોય. કુવો બહુ ઉંડો એટલે કે ૮–૧૦ હાથ ખોદો એટલે તો મૂળથીજ ખારૂં પાણી આવે. ચાર પાંચ હાથ ખોદો તો ૮–૧૫ દિવસ પાણી મીઠું રહે અને પછી ખારૂં થઇ જાય. એવી સ્થિતિમાં લોકલબોર્ડના ઉંડા કુવાઓ ખારા થઇ ગયા છે. આ પ્રમાણે, તળાવોમાં પાણી ટકતાં નથી અને કુવાઓ મીઠા રહેતા નથી, તેથી મીઠા પાણીનો ભાલમાં તુટો છે. કેટલેક ઠેકાણે ચોમાસાનું પાણી હતું. દાખલા તરિકે માંડવીપરામાં. પાણી હતું પણ પાણી ખારૂં હતુ. એજ પ્રમાણે બરાનપરામાં. માંડવીપરામાં લોકોનું કહેવું એવું થયું કે બે ત્રણ ગજ ઉંડો ખાર છે. તળાવની જમીનમાં કેટલેક ઠેકાણે થોડીક ઉંડાઇ સુધી અને કેટલેક ઠેકાણે આખી ભોંમાં ખાર હોય છે. એટલે તળાવમાં પાણી હોય છતાં, પાણીનો તુટો રહ્યા જ કરે છે.

## પાણી ખારૂં કેમ ?

આ બધું પાણી ખારૂં કેમ ? એમ કહે છે કે આ આખો પ્રદેશ મૂળ દરિયાનો જ ભાગ હતો. તે પુરાઇ ગયો તે ઉપર ત્યાં જમીન થઇ અને વસ્તી થઇ. એને લીધે અને દરીઓ નજીકમાંજ હોઇને, તેનાં વ્હેન જમીન નીચે આવે છે તે કારણે એ વ્હેન નીકળે છે તેટલી ઉંડાઇએ આપણે ખોદાણકામ કરીએ એટલે એ વ્હેન ખારાં હોવાથી પાણી ખારૂં જ નીકળે છે.

કેટલાંક તળાવો ખારાં રહે છે તેનું કારણ એ છે કે અગાઉ કોઈ વાર દરિયાનું પાણી આવી ગયું હોય તે ખાર કેટલેક ઠેકાણે થોડી ઉંડાઈમાં અને કેટલેક ઠેકાણે આરપાર પેસી ગયો હોય. તેને કારણે તળાવનાં પણ પાણી ખારાં હોય છે. ગામમાં તમે તપાસ કરો તો અમુક જગ્યાઓ ખાર વાળી હોય છે અને અમુક જગ્યાઓ મીઠી હોય છે. અમુક ઠેકાણે કુવા ખોદો તો ખારૂં પાણી નીકળે અને અમુક ઠેકાણે મીઠું પાણી નીકળે. તળાવના વચલા ભાગમાં પાણી ખારૂં હોય, તેના કિનારે મીઠું હોય; તે બધાનું કારણ એજ લાગે છે. આસપાસનો ખાર ખેંચાઈને વધારે ઉંડી જગ્યાએ ગયો હોય એટલે આજુબાજુની જગ્યામાં ખારાશ ન હોય. કેટલેક ઠેકાણે ન સમજાય તેવા કુદરતી કારણે ખારી ભોં મીઠી થાય અને મીઠી ભોં ખારી થાય છે. પણ એ બધામાં મીઠી ભોં ક્યાં છે અને મીઠું પાણી ક્યાં નીકળવાનો વધારે સંભવ છે એ વાતની માહેતી ગામના હુશીઆર અને જૂના માણસો આપી શકે છે.

## આ બધાંના ઉપાય શું?

(૧) થોડાક બે ચાર ભાગ્યશાળી ગામો સિવાય બીજે તમામ ઠેકાણે જમીનના ઉંડાણમાં ખારાં વ્હેન આવે છે તેથી કાયમના પાકા કુવા બંધાવવા તે નકામા છે. ત્યાં ખારૂં પાણીજ નીકળવાનો ઘણો મોટો સંભવ છે. એટલે કુવાઓ ખોદાવવા નિરર્થક છે.

( ૨ ) બોરીંગ કરાવવામાં એજ મુશ્કેલી છે. ધોલેરાના બોરીંગનું પાણી ખારૂંજ નીકળ્યું છે. એટલે એ કરાવવું તે પણ નિરર્થક છે.

( ૩ ) એટલે તળાવ ઉંડાં કરાવવાની વાત રહી. તેમાં પણ જે તળાવનું પાણી ખારૂં જ થઈ જાય છે તેને ઉંડાં ખોદાવવા પહેલાં વિચાર એ કરવાનો કે એ તળાવનો ખાર કેટલી ઉંડાઈએ છે. જો ગજ બે ગજ ઉંડાઇએજ ખાર હોય તો તેટલું અને થોડુંક વધારે ખોદાણકામ કરાવવાથી તળાવના પાણીની ખારાશ જશે અને પાણીનો વધારે જથ્થો રહી શકશે અને પાણીની પંચાત નહીં રહે. જો ખાર ઘણી ઉંડાઇ સુધી હોય તો તે તળાવ ખોદાવવું નિરર્થક. ત્યાં તો ગામના લોકોને સાથે રાખી મીઠી ભોં શોધી કાઢવી અને ત્યાંજ નવું તળાવ ૮–૧૦ ફીટ ઉંડું ખોદાવવું. જે તળાવનાં પાણી મીઠાંજ રહે છે પણ જલ્દી ખુટી જાય છે. ત્યાં ૪–૬ ફીટ ખોદાણ કામ કરાવવું.

ઉપરના બધાનો સાર એક ઉંડા વ્હેન સૂધી નહીં જતાં, માત્ર ઝામણાંના પાણીના આધારેજ કામ લેવું.

એટલે કે ભાલની વિપતિ ટાળવાનો ઉપાય આટલા રહ્યા.

(૧) તળાવનાં પાણી મીઠાં રહેતાં હોય તે વ્હેનો ન આવે ત્યાં સૂધી ઉંડાં કરાવવાં.

(૨) જેમાં થોડેક ઉંડે ખારાશ હોય તેમાં તેટલી ઉંડાઇ ખોદાવી કાઢવી.

(૩) જ્યાં ઘણી ઉંડાઇ સુધી ખારાશ હોય ત્યાં નવીજ ભોં શોધી કાઢી નવું તળાવ બંધાવવું અને ત્યાં પણ વ્હેન સૂધી ન જવું.

## આ બધાંની પાછળ શું ખર્ચ થાય?

કેટલેક સ્થળે તળાવ ઉંડાં કરાવવાનાં હોય, કેટલેક સ્થળે નવાં કરવાનાં હોય, કેટલેક સ્થળે આવ વિગેરે ખોદાવવાની હોય. એને આશરે ત્રીશેક ગામમાં કામ કરવવાનું છે. એ બધાં ગામોમાં સરેરાશે રૂપિયા ત્રણ હજાર ખર્ચાય અને બાકીનું પરચુરણ ખર્ચ ગણીએ તો રૂપિયા એક લાખ જો ભાલની પાછળ ખર્ચાય તો સામાન્ય વર્ષોમાં પણ ભાલમાં પાણીની જ વિપત્તિ છે તે દૂર થાય. આટલું ખર્ચ ધારે તો લોકલફંડ કરી શકે; ધારે તો સરકાર કરી શકે. અને ધારે તો કોઈ સારા શાહુકાર પણ કરી શકે.

*          *          *          *

ગામતળાવો ઉપરાંત સીમમાં ઢોરો અને વટેમાર્ગુઓ માટે તળાવડાં છે. તે બધાંમાં પણ થોડું થોડું કામ કરાવવાનું છે. એ બધી સ્થિતિ પણ મારા હેવાલમાં મેં આપી છે.

*          *          *          *

ભાલના એક ગામમાંથી બીજા ગામ સુધીમાં ઘણા મોટા ગાળા છે. ત્યાં રસ્તામાં ન હોય ઝાડપાન, ન હોય પાણીનાં કાંઇ સાધન અને એકશી ઉન્હી લૂ વરસતી હોય. આવે ઠેકાણે પાણીની પરબો વટેમાર્ગુ માટે બંધાવવાની રહે છે. ઘણે ઠેકાણે તો લોકલફંડ તરફથી બંધાય છે; પણ તે ઉપરાંત પણ ૫–૭ ઠેકાણે બંધાવવાની રહે છે તે લોકલફંડે બંધાવવાનું શરૂ કરવું જોઇએ. આ પરબોનું કામ શિયાળો પૂરો થતાંની સાથે જ સોંપી દેવાવું જોઇએ. કારણ કે અમે અમારા પ્રવાસમાં જોયું કે અમે ગયા ત્યાં સુધી એટલે કે

ઉનાળાને માત્ર એક માસ રહ્યો હોવા છતાં પરબો બંધાઈ નથી. હજી પૈસા વધારે ખર્ચવા કે ઓછા એ તોડજોડ ચાલતી હતી. આ સંબંધી લોકલબોર્ડ અધિકારીઓએ કાળજી રાખવી જોઈએ.

*　　　*　　　*　　　*

છેલ્લી એક જ સુચના કરવાની રહે છે. ભાલનાં સંબંધી પોકાર ઉનાળામાં જ ઉઠે છે. તે વખતે લોકોનાં અને સરકારનાં મનમાં લાગણી થઈ આવે અને થોડી દોડધામ થાય; ત્યાં ચોમાસું બેસી જાય; એટલે કામ થાય નહીં અથવા ઓછું થાય; પછી પાછા લોકો અને સરકાર બધા સૂઈ જાય; ફરી ઉનાળો આવે ત્યારે એકદમ દોડધામ શરૂ થાય. એમ થવાને બદલે આ કામ શિયાળામાં જ હાથમાં લેવાવું જોઈએ. એટલે કે મજૂરો–કામ ઇત્યાદિનો બંદોબસ્ત શિયાળામાં જ થવો જોઈએ. મજૂરોની તંગી હોય તો બહારથી લાવવા વિગેરે ગોઠવણ તોજ થઈ શકે. એટલે આવતા શિયાળામાં આ સંબંધી જે કાંઈ કરવું ઘટતું હોય તે થઈ જાય એવી મારી સર્વને વિનતિ છે.

૩

## વિનંતિ

**અ પાણી! પાણી!**

ઉન્હાળામાં કોઇ મધ્યાન્હે રેલ્વેના પ્રવાસ સમયે જંગલમાં અધવચ્ચ કોઇ વખત તમારી ગાડી અટકી ગઇ હોય, અને સ્ત્રીપુરૂષ અને બચ્ચાંઓ 'પાણી, પાણી' નો પોકાર કરી મૂકતા હોય; એવી કોઇ સ્થિતિ તમારી સ્મૃતિએ ચ્હડે છે? સૂર્યના ધગધગતા તાપમાં કોઇ પ્રવાસી એક ગામથી બીજે ગામ જતો હોય અને રસ્તામાં તૃષા લાગી હોય, કોઇ નવાણ કે કોઇ કુવો રસ્તામાં ન હોય, કંઠ બઝાઇ ગયો હોય, મ્હોડા ઉપર લોટ ઉડતો હોય, એવી કંગાળ દશા કોઇ દિવસ તમે અનુભવી કે સાંભળી છે? તૃષાતુરોના ત્રાસ દેવોને કંપાવી નાખે છે, સિંહાસનોને ડોલાવે છે, માનવજાતને શાપથી નવાજે છે. અને એ બધું છતાં, કાઠિયાવાડના જુદા જુદા ભાગમાં આજે પાણીના જે પોકાર પડી રહ્યા છે તે સાંભળવાને અમારા રાજામહારાજાઓ કે અમારા શ્રીમંતો આજે કેમ પોતાની કર્ણેન્દ્રિય બંધ કરી બેઠા છે? 'સૌરાષ્ટ્ર' નો એક અંક આજે એવો નથી જતો કે જેમાં ત્રણ ચાર ત્રણ ચાર ગામોનો પાણી માટેનો આર્તનાદ ન સંભળાતો હોય. આપણા પાપે પ્રભુની એટલી અવકૃપા આ ભૂમિ ઉપર ઉતરી છે કે એક વખત અનેક વાવ કુવા અને અન્ય નવાણોથી ઉભરાઇ જતા આ મૂલ્કમાં અત્યારે નવાણોની છેક દરિદ્રતા થઇ પડી છે. રાજ્યો પોતાનું કર્તવ્ય ભૂલ્યાં, પ્રજા પોતાની સાવધાનતા ભૂલી; અને પરિણામે આજે 'પાણી, પાણી' ના પોકારો ચોતરફ પડી રહ્યા છે.

કેટલાએ ગામના લોકો બિચારા પાણીના દુ:ખે ઉન્હાળાના ચાર માસ કોઇ પાણીવાળા પ્રદેશમાં પસાર કરવા નીકળી પડે છે. કેટલાયને ઢોરોને પાણી પાવા ચાર ચાર ગાઉના અંતરે પાણીવાળા ગામમાં જવું પડે છે. પીવાના પાણી માટે પણ ગાઉ ગાઉ–બબ્બે ગાઉ સુધી બૈરાંઓને આથડવું પડે છે; તેમાં પણ ખાસ કરીને ભાલના પ્રદેશમાં તો પાણીની એટલી હાડમારી રહે છે કે એ દુઃખ અને એ ત્રાસ જોયાં જતાં નથી; તળાવની અંદર ગાળેલા માટીના કચરીઆ કુવા, જેમાંથી માંડ માંડ એક અંજળીભર પાણી એકી સાથે આવી શકે છે તેવા એક બે કુવાઓ ઉપર આખા ગામનો આધાર રહે છે અને પોતાને પહેલું પાણી મળે તે માટે રાત્રીના બબ્બે વાગ્યાથી એ કચરીઆ કુવા ઉપર સ્ત્રી–પુરૂષો ખાટલાઓ નાખી પડે છે. ભાલની પ્રજાની આ રીતે જે દુર્દશા થાય છે તે તો કઠોરમાં કઠોર મનુષ્યનાં પણ હૈયાં પીગળાવી નાખે તેમ છે. છતાં શોકની વાત છે કે આવા અતિદારૂણ દુઃખ સંબંધી વિચાર ચલાવી તેનો નિવડો લાવવાને કોઇ ઘટિત કે ચોક્કસ પગલાં જીલ્લા તરફથી કે દેશી રાજ્યો તરફથી લેવાતા નથી. જ્યાંસુધી ગામડાંનાં અધિકારીઓનો પાણી ઉપરનો અગ્રહક્ક સ્થાપિત હોય અને જ્યાંસુધી અમારા રાજ્યકુટુંબોને ન્હાવાને માટે પાણીના ટબે ટબ ભરી મળવામાં કશું વિઘ્ન ન હોય ત્યાંસુધી પાણી વગર ટળવળતી ગરીબડી પ્રજા સામે કોણ માખી નજર કરવાનું છે? એના દર્દ કોણ તપાસનારૂં અને કોણ નિવારનારૂં છે? એ અમારા રાજાઓ અને અધિકારીઓ, ઉન્હાળામાં આ દિવસોમાં બબ્બે વખત પાણીના ફુવારા નીચે કે હોજો કે ટબોમાં ન્હાવાની મોજ

માણુતી વખત કૃપા કરીને એટલું તો સ્મરણુ કરો કે તમારાજ પુત્ર-પુત્રીઓને એક એક અંજળી પાણી માટે ગાઉ ગાઉના પ્રવાસ કરવા પડે છે અને અર્ધી અર્ધી રાત્રીનાં જાગરણ કરવાં પડે છે ! પ્રભુ શે સાંખશે તમારો વૈભવ, તમારી દીન થઇ ગયેલી ગરીબડી પ્રજાના દુઃખ દર્દો તરફ તમે આમ આંખો અવગી કરશો તો ? શે મળશે તમને શાંતિ અને સુખ, તમે તમારી આ અશાંતિમાં ટળ-વળતી પ્રજા તરફ બેદરકાર બનશો તો ?

અમને ખબર છે કે લગભગ ઘણાંખરાં રાજ્યમાં તળાવ અને બીજાં નવાણોને ખોદાવવાને માટે તળાવ વેરા, પાણી વેરા કે ચોકડી વેરા લેવાય છે. લોકો તરફથી વસુલ આવતા એ વેરાની કુલ રકમ જેટલીજ રકમ રાજ્ય તરફથી ભેગવીને, તે રકમમાંથી રાજ્યનાં તમામ નવાણો પ્રતિવર્ષ ગળાવી કાઢવાનો અનેક રાજ્યોનો પુણ્યશિરસ્તો હતો; આજે તીજોરીમાં પડી જતા એ નાણાં ભાગ્યેજ કોઇ ઠેકાણે બહાર નીકળે છે. યેનકેન પ્રકારેણ રાજ્યની તીજોરી ઉભરાતી બતાવવામાં જ રાજ્યને લોભ અને લઘુતાને માર્ગે ચડાવી દેનાર ઓ અધિકારીઓ, અને અમારા ભલા પણ ઓ ભાનભૂલા રાજવીઓ ! આપ એ વાત ન ભૂલો કે એ તો પાણીની પરબોના પૈસા છે; એ તો ધર્માદાનાં નાણાં છે; એ કોઇ રાજ્યની વહીવટી ઉપજો નથી. એ નાણાં તો આવ્યા કે ફગાવી દીએ–ખર્ચી નાખ્યેજ છુટકો; નહી તો તમારા અનેકગણાં અન્ય નાણાં ખેંચાઇ જશે અને લોકોના શપ તમારા ઉપર વર્ષશે !

આજે તો અમારાં અનેક નવાણોં બુરાઇ જવાની સાથે અમારા અધિકારીઓનાં, અમારા રાજવીઓનાં હૃદય–નવાણો પણ

અમારા કે તેમના કમભાગ્યે પુરાઇ ગયાં છે. તેને ગાળી ખુલ્લા મૂકવાની જરૂર છે. પાણીના પરબો બાંધવામાં અતિ પુણ્ય માનનાર અમારા રાજવીઓ અને અધિકારીમંડળને અમારી અરજ છે કે કૃપા કરીને તેમણે તેમના અનેક પ્રકારના વૈભવ વિલાસો ઉપર ઘડીભર અંકુશ રાખવો; તેમની મોટી થઇ ગયેલી નજરો ઉપર જરા સંયમ રાખવો; તેમના નવા બંગલાઓ અને મકાનોના ખર્ચ હમણાં સહેજ મોકુફ રાખવા અને પાણીની આ પ્રચંડ વિપત્તિ ટાળવામાં ચિત્ત લગાડી પોતાની પ્રજાના પાલણહાર તરીકેની પ્રાથમિક ફરજ અદા કરવી. આખા રાજ્યમાં બારીક તપાસ ચલાવી જૂના અને વૃદ્ધ લોકો પાસેથી માહિતી મેળવી જૂનાં નવાણો શોધી કાઢો; જ્યાં જ્યાં નવાણો મળી શકે ત્યાં ત્યાં તે ખોદી કાઢો. અને પ્રતિવર્ષ તેની મરામત રહ્યા જ કરે તેવો મજબુત અને નિયમિત પ્રબંધ કરો.

આમ કરવામાં અમારા ઉદાર મહારાજાઓને તો હજારો પરબો બાંધ્યાનું પુણ્ય થશે; હજારો પશુ પ્રાણીઓની તૃષા છીપાવવાનું પુણ્ય ઉપાર્જન થશે અને એ તમામ પશુ પ્રાણીની આંતરડી તેમને દુવા દેશે. તેઓ સુખી થશે; તેમનાં મૂળ મજબુત થશે; તેમના ઉપર પ્રભુની કૃપા ઉતરશે.

અમારા અધિકારીઓ અને અમારા રાજવીઓમાં આટલી કર્તવ્યજાગ્રતિ ન આવે, તેમની મોહનિદ્રા હજી ન ઉડે, તેમની આ ગુનાહિત બેદરકારી હજી પણ ચાલુ રહે તો આ વિષયે પ્રજાએ પોતાના તરફથી બરાબર ચોક્કસ પગલાં લેવાની જરૂર છે. વળાની બ્હેનોએ પોતાને પડતા પાણીના ત્રાસને અંગે જે મર્દાઇ બતાવી,

પાણીના નળોની ખોજમાં મશગુલ થયેલા, ગામનાં જાણીતાં નવાણો ખોદાવવાના કામમાં પણ આગેસ અને લોભ કરી બેઠેલા દિવાન સાહેબની સન્મુખ પોતાના દિલના દર્દની આગ પ્રગટાવી દિવાનને પિગળાની નાખ્યા તે તરફ અમારા સર્વ વાંચનારનું અમે લક્ષ ખેંચીએ છીએ.

અલબત્ત, વાળાં થએલ પ્રયોગ અન્ય સર્વ સ્થળે શક્ય છે અથવા તો આવશ્યક છે એમ અમે નથી કહેતા. અમે તો માત્ર એટલુંજ કહેવા ઇચ્છીએ છીએ કે મૂંગા મૂંગા ચુપચાપ બેસી રહેવું એ પોતાને તેમજ રાજાને બન્નેને અન્યાય કરનારૂં હોઇને પોતાની તમામ ફર્યાદ રાજ્યાધિકારીઓને કાને અને હૃદય–મંદિરે બરાબર સ્વરૂપમાં, ઘટતા જોશ સાથે સંભળાવવી અને તેનું નિરાકરણ તેમનાજ હાથે કરાવવા આકર્ષવા.

અમારા શ્રીમંતોને પણ અમારી અરજ છે કે મુંબઇ, અમદાવાદ, રંગુન કે કલકત્તામાં પાણીના કુવા, તળાવો કે પરબોની જરૂર નથી એટલે અહીં પણ નથી એમ ન માનશો. ટાન્સાના સરોવરો આપને માટે ભર્યા છે અને બાલ્દીની બાલ્દી ભરી પાણી આપ બહુજ આસાનીથી ઢોળી શકો છો તે ઉપરથી તમારી જન્મભૂમિની સ્થિતિ ન કલ્પશો. અહીં તો ટીપું પાણીનાં સાંસાં છે. અહીં તમારા ઘાટી નથી. અહીં તો તમારાજ ભાઇ બ્હેનો માથે ઉપાડી ઉપાડીને ગાઉ ગાઉથી, મહામુશ્કેલીથી ઘરનાં માણસોને પીવાનાં પાણી પૂરાં પાડે છે. તમારા ભોગવિલાસોમાં કાઠિયાવાડ હિસ્સો નથી માગતું. પણ તમારા રોટલામાં અને તમારા પાણીના કોગળામાં તેનો ભાગ છે–તેનો તમારા

ઉપર એટલો હક્ક છે. તમે એટલી માગણી પૂરી પાડવા બંધાયેલા છો. તમારી પાસે એટલીજ માગણી છે કે તમે સૌ તમારા ગામમાં તમારી સ્થિતિ પ્રમાણે એક અથવા વિશેષ નવાણો, એકલા અથવા કોઈની સાથે મળીને ગળાવવાનું માથે લ્યો. તેના માટે કોઈ ફંડ ફાળામાં નાણાં ભરવા કરતાં, તમારાજ ગામના એકાદ ઉત્સાહીને પકડજો–તેને તમો આટલું કામ સોંપજો અને તે ક્યારે પૂરૂં કરી રહે છે તેનો તેની પાસેથી હેવાલ માગજો. આટલું કરશો તો તમે તમારી ફરજ અદા કરી ગણાશે. ઈશ્વર તમારી ઉપર રાજી રહેશે; તમારા ધંધામાં તે બરકત આણશે અને તમારા ગામના લોકોને તમે તમારી સંપત્તિમાં સંભાર્યા તે માટે ગામના લોકો તમારો આભાર માનશે; તમને પોતીકા ગણશે; તમે સાચા સ્વદેશાભિમાની ગણાશો–તમારી જન્મભૂમિનાં વ્હાલુડાં બાળક ગણાશો.

આવા પ્રયત્નો જ્યાં જ્યાં થશે તેના વર્તમાન 'સૌરાષ્ટ્ર' સહર્ષ પ્રગટ કરશે અને એ કાર્યમાં પોતાથી ઘટતી સહાય અર્પવા કદિ ચુકશે નહીં.

('સૌરાષ્ટ્ર' તા. ૨૧–૪–૨૩)

## ૪ તરસ્યાને પાણી આપો

પ્રભુના ધન્યવાદ ગા, ઓ વાંચનાર ! ભાલના એ નપાણીઆ મુલ્કમાં તારો જન્મ નથી થયો ! તળાવ અને કુવાનાં એ ખારાંઝેર પાણી, માઇલોના માઇલથી પાણી ઉપાડી લાવવાની એ ભયંકર વિડંબનાઓ, અને કભાગ ધૂળથી ભરેલા એ પીવાના પાણીના ડોળા રગડા, દૂર દૂર ગાઉઓ સુધી ચાલીને અને એવી રીતે દિવસમાં એક જ વાર પાણી મેળવીને ચલાવી લેતાં એ ગાયો અને એ વાછરડાંઓ, એ હજારોની સંખ્યામાં અબોલ પશુઓનાં વિતકો, એ ત્રાસ અને એ કકળાટ, એ કમકમાટી તું કયાંથી જાણે? એ મોટી મોટી આંખોમાં લખાએલી દુઃખ અને વેદનાની લિપિ તું કયાંથી વાંચે ? તું ગામમાં ગયો હો, ગામ તને ઘેરી વળ્યું હોય, એ સ્ત્રીઓ અને એ છોકરાંઓ, એ જુવાનો અને એ ઘરડાંઓ પાણી માટે કકળાટ કરી રહ્યાં હોય, ' અમારૂં આ દુઃખ ટાળો-અમને મીઠું પાણી કરાવી દો ' એ હૃદયભેદક પોકાર, તેમની ગામડીઆ ભાંગીતૂટી વાણીમાં કરી રહ્યા હોય, એ સાંભળવાનો તને કયાંથી અવસર હોય? તું કાંઈક મદદ કરવાનું વચન આપે અને એ દુઃખિતાની દાઝમાં ઉપકારનાં અમી વહે, સંતોષનાં અજવાળાં

ઉભરાય, ત્યારે જ પરમાત્માનાં એ દુર્ભાગી સંતાનોની દુર્દશાનો તને કાંઇક ખ્યાલ આવી શકે.

'સૌરાષ્ટ્ર'ના ઓચ વાંનાર! આજે અન્યત્ર પ્રસિદ્ધ થતો ભાલને હેવાલ જરા વાંચી જજે અને તારા હૈયામાં જે હાહાકાર જાગે તોજ, તારી છાતીમાં લાગણીના ધબકારા થાય તોજ એ માટે કાંઈક કરવા આગળ આવજે.

સુખની સજાઇમાં સૂનાર ઓ માનવી! તારા સુખમાં સ્હેજ જાગ્રત થા, અહીં નજર ફેરવ, એ સુખથી વંચિતો તરફ પ્રેમની એક મીટ માંડ, દિલમાં લાગણી ભર, નજરમાં દયા ધર અને હાથમાં ઉદારતા મૂક. તું ભાલમાં પાણીની નદીઓ વ્હેવરાવી નથી શકવાનો. તારી દયાની નદી તો વ્હેવડાવ. તું પાણીનાં મટકાં નથી પહોંચાડવાનો. થોડાક પૈસાનાં પાર્સલો તો મોકલ. તું હાથમાં કોદાળાં લઈ એ ગરીબોને માટે પાણીના વીયડા નથી ખોદવાનો, થોડાક વીયડા થાય એટલાં નાણું તો મોકલ. અરે! કાંઇક કર; એ પુણ્ય કાર્યમાં તારો હિસ્સો મોકલી તારૂં કર્તવ્ય અદા કર. 'સૌરાષ્ટ્ર'ના વાંચનારના વિશ્વાસે તો માત્ર ૫-૭ સોની મુડી જ હાથમાં હોવા છતાં આજસુધીમાં આશરે ૫૦૦૦) ની મદદોનાં વચનો 'સૌરાષ્ટ્ર' આપી ચુકયું છે. હવે એના વાંચનારા ઉપર 'સૌરાષ્ટ્ર' આ હુંડી લખે છે તે તેના વાંચનારાઓ સ્વીકારી

લે ! એ સ્થિતિ નજરે નિહાળી, એ તળાવ અને એ કુવાઓના કાંઠે ઉભા રહી, 'સૌરાષ્ટ્ર'ના વાંચનારાઓની વતી 'સૌરાષ્ટ્રે' તેમને દિલાસો આપ્યો છે, તેમને સહાયનાં વચનો આપ્યાં છે. 'સૌરાષ્ટ્ર'ના વાંચનારાઓ એ વચન સાર્થક કરે !

'સૌરાષ્ટ્ર'ના પ્રેમીઓ પૈકી સેંકડો એવા છે કે જે ધારે તો એકલા આ આખી હુંડી સીકારી લે; એના હજારોબંધ વાંચનારા એના કાર્યાલયને પૈસામય કરી મૂકે. આ હુંડી ખડી રહે તો 'સૌરાષ્ટ્ર'ના વાંચનારા લાજે. આ અઠવાડીઆમાં જ આ આટલી રકમ રૂા. ૫૦૦૦) ભરાઈ જાય એ 'સૌરાષ્ટ્ર'ની તેના વાંચનારા પાસે માગણી છે. વિશેષ મદદ ભલે ધીમે ધીમે ચાલી આવે.

એકવાર ફરીથી રંકને–શ્રીમંતને અને 'સામાન્યને આ કામમાં સહાય કરવા અરજ ગુજારવામાં આવે છે અને આથી ' સૌરાષ્ટ્ર પાણી ફંડ ' ખુલ્લું મૂકી તેમાં નાણાં ભરવા સૌ કોઈને વિનવવામાં આવે છે.

સેવક,

અમૃતલાલ દલપતભાઈ શેઠના વંદેમાતરમ્

('સૌરાષ્ટ્ર' તા. ૧૨–૫–૨૩)

# ખાદી

# પહેરો.

---

સૌરાષ્ટ્ર મુદ્રણાલય, ૨૫ ગીબરોડ, રાણપુરમાં
અમૃતલાલ દલપતભાઇ શેઠે છાપી અને પ્રસિદ્ધ કર્યું.

# સૌરાષ્ટ્ર પાણી ફંડ

—*o*—

૧ ખાસ કરીને ભાલમાં અને બીજે જે ઠેકાણે પાણીની હોય ત્યાં સામાન્યરીતે ખર્ચવાને આ પાણી ફંડ આવ્યું છે.

૨ તેમાં મદદ કરનારના નામ 'સૌરાષ્ટ્ર'માં પ્રસિદ્ધ થશે; યોગ ક્યાં કર્યો, કોના હસ્તે થયો, તે તથા તેનો સંપૂર્ણ હિસાબ 'સૌરાષ્ટ્ર'માં પ્રસિદ્ધ થશે.

૩ તેની તમામ વ્યવસ્થા અને જોખમદારી સૌરાષ્ટ્ર કાર્યાલયની હાલ તુરત રાખવામાં આવી છે.

સર્વ બંધુને આમાં મદદ કરવા વિનતિ કરવામાં આ

સૌરાષ્ટ્ર કાર્યાલય
રાણપુર
બી. એસ. રેલ્વે
કાઠિયાવાડ

અમૃતલાલ દલપત

તંત્રી, સૌ.